શ્રી ગણેશાયનમઃ

અરાઢસે નવાણુની

# મેઘ પ્રાર્થના.

રચનાર

છોટમલાલ દોલતરાય મેતાજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

જેઠાલાલ રણછોડ



અમદાવાદ

સિવિલ હસ્પીતાલ સામે પાનાભાઈની વાડીના
મેડા ઉપર "વિશ્વેશ્વર" પ્રેસમાં
ઇશ્વરદાસ જેકણદાસે છ.પી.

સંવત ૧૯૫૫ સને ૧૮૯૯

કિંમત ૦—૨—૦

શ્રી

# અર્પણ પત્રિકા

મહાનદયાળુ, પરદુખભંજન, પરોપકારી, ગુણસાગર, ઉદાર, વિદ્વતા સુભટ, ગંભીર, પરમધાર્મીક, પુન્યવંત, વિચારશીલ, અનુભવી, જ્ઞાનભંડાર, દેશોન્નતિજક, પરમ ભક્ત, પુજ્ય પીતાસમાન, સ્વર્ગસ્થ મુરબ્બી દાદા રા. રા. સુરજરામ સારાભાઇ.

આપના અથાગ ઉપકાર તળે દબાએલો અને આપના ગુણના આશીગાન થવા દીવસ નહીં મળવાથી આ ૧૯૫૫ ના દુકાળમાં મેઘ પ્રાર્થના નામનો યથાશકતી અને જ્ઞાના અનુસાર મારાથી લખાયલું નાનું પુસ્તક આપને અર્પણ કરૂં છું જે આપના બાળકનું જાણી અથાગ મમતાથી સ્વીકારશો એજ.

આપના અથાગ ઉપકારના બોજા તળે વહન કરનારો

કર્તા

દોહરો.

રસજ્ઞ ગુણવંતા અને ધાર્મીક પરમ ઉદાર,
પરોપકારી વિરલ નર, જ્ઞાન તણા ભંડાર.
પાળી પોશી મોટો કીધો, અગણીત જે ઉપકાર;
કઇ પેરે વર્ણન કરૂં, યથા શકતી વિસ્તાર.
સારાભાઇ શુત કુળ મણી, દિપક જ્યોત પ્રકાશ.
કીર્તી પ્રસારી આ કાળમાં, ગયા આપ આકાશ.
લઘુ જેષ્ટને મુકીને, પધારીઆ સ્વધામ.
સુશીક્ષણ ઉપદેશમાં, અમર કર્યું છે નામ.
સાઠોદરી જ્ઞાતી વિષે, જન્મ લઇ ધન ધામ;
મુકી સ્વર્ગમાં સંચર્યા, પોતે સુરજરામ.
અલ્પમતી અર્પણ કરૂં, મેઘ પ્રાર્થના આજ.
કરજો ભલામણ મેઘને, લે રૈયતની દાજ.
તા. સાત ઓગસ્ટમાં રચ્યું નીરખી દુકાળ,
મેઘરાજ રક્ષણ કરો, કહે દીન છોટમલાલ.

# પ્રસ્તાવના.

## પ્રિય મિત્રો સદગૃહસ્થો તથા મુરબ્બીઓ.

વિશેશ આ મારો બહાર પડવાનો પ્રથમજ પ્રયાસ છે તેને ઉતેજ્જન આપનાર પુસ્તકને છેડે અપાયલા નામ વાળા મારા સ્નેહીઓ છે. દુકાળનો સમય વૃષ્ટી વિનાની પીડાતી પ્રજા દુખી થતા પશુ પક્ષીઓની દદ લેનાર મેઘરાજની પ્રાર્થના કરવા મેઘ પ્રાર્થના નામની આ નાની ગ્રંથાવળી મારી અલ્પ સમજ અનુસાર હાલના સમયને અનુસરી નાટકના રાગમાં જેથી શોખીન જુવાનીઆઓને ગમત સાથે રમતમાં મેઘની પ્રાર્થના કરવા ગમે અને શોખથી વાંચે જેથી ધર્મનો રસ્તો સારો ખુલે. મેઘ રીઝે. અને કંઈ કરતાં વૃષ્ટી થાય એજ મારો ઉદેશ છે. હું કંઈ કવી નથી અગર કવી કેહવડાવવા ઇચ્છતો પણ નથી ફક્ત ગાંડા ઘેલા શબ્દે મેઘને રીઝવવો. અને સર્વની દાદ સાંભળી મેઘ દયા કરે એજ પ્રાર્થના છે. પ્રસ્તાવનાને અંતે મારે મારા મીત્ર મી. જેઠાલાલ રણછોડનો અત્યંત ઉપકાર માનવાનો છે કે જેણે મારા બાંધેલા શ્રમને સફળ કીધો છે.

લી૦ કર્તા.

૭૨૫૩

# મેઘ પ્રાર્થના.

શાર્દુલ

છો સુખદાઇ સરસ્વતી પ્રણમુ હું, પાગે પડુ સારદા;
ટાળી પાપ અમાપ આપી બુદ્ધી, સર્વે હરો આપદા.
લાવો કાવ્ય રચન તણો, ઉરમાંય હેષે ભર્યો;
લખવા આપ કૃપા થકી મન ધર્યું, પરમાર્થે સ્વાર્થે સર્યો.
દો દર્શન શુણો પ્રાર્થના, સૃષ્ટી સૌ ઝખી રહી.
લવલેશ ચેન પડે નહીં સૌ ઉરે, રંક પ્રજા ભજી રહી.
તજ તું હઠ પ્રીય મેઘ આમ ક્રુર થાવું તુને ના ઘટે.
રાજી નહીં વૈકુંઠનાથ આથી, ભકત જનો જોરટે.
યશ લે તુ થઇ દયાળુ નાથ, આવી શાંતી કરે સૌ સ્થળે.
મે ધર્યું હજુએ ન કેમ આવે, પુરી પરીક્ષા કરે.
તાજી ધર્મ કસોટીએ કનકતો, રાજનગરી ખરી.
જીવો ધર્મ ને ધર્મમાં મચી રહી ઉદારતા આદરી.

રાગ પરજીઓ.

અરે હાય હાયરે વરસાદ હજુએ ના આવીઓ;
મેઘરાજ તને કોણે ભમાવીઓ, દયાહીણુ કરી ક્રૂર બનાવીઓ.
સારા દેશને દુકાળમાં સપડાવીઓ. રે હાય.
ધાડ આવી આવી સૌ કરે છે. તારા ત્રાસથી લોક થરથરે છે.
પ્રસન્ન કરવા તુને તો ફરે છે, શું થાશે થાશે દીલ ડરે છે રે હાય હાય.
શાણી સરકારે દાંડી પીટાવી, કરવા તારે માટે શેહેર ઉજાણી.
પુરી કીધો અસલી કહાણી, તોએ તેં તો દયા દીલ ન આણીરે હાય.

મહા અટક મુસલમાન વીર, પઢયા નીમાજ સાબરમતી તીર.
ઉપાસોથી શ્રાવકે શરોર, દગ્ધ કીધા ધરીને દ્રઢ ધીર. રે હાય.
કહે નગ્ર શેઠે શું ન્યુન રાખ્યા, તારૂં અંતઃકરણ દે પ્રકાશી.
હીંદુઓએ ન રાખ્યું કંઇ બાકી, કલેકટરનો છે સુર્યદેવ સાખી રે હાય.
દુખ અસહ્ય લોક ખમે છે, તારી પ્રાર્થના કરતા ભમે છે.
શીશુંબળા પણ જંખતા રમેછે;વ્હાલા વરસાદ આમ શું દમે છે. રેહા.
શું પૃથ્વીનું પુન્ય પરવાર્યું; આખા જગતમાં ધર્મીન ધાર્યું.
આમ સર્વનું સુખ વિદાર્યું:આવું અવળું શું દીલમાં વીચાર્યું. અરે હાય.
નમ્ર પ્રાર્થના ઉર ધરી લેજે; સાચો સંદેશો છોટમને કેજે.
હતો દયાળુ તેવો તું રેજે,અલ્પ સમયમાં દર્શન દેજે. અરે હાય.

**પાટણના નૃપ નથી તુજ મેહેલે પદમણી નારા એ રાહ.**

કરી કૃપા દ્રષ્ટી વૃષ્ટી સૃષ્ટીમાં કરો મેઘરાય;
રંક જનના મન અતી દુખાય, રૈયત દુકાળ થકી પીડાય,
પશુ પક્ષીઓ ધાન્ય વિના હીણુ ભાગી થઇ અથડાય. કરી.
જંગલ ફરી વળતાં જરી નહી ઘાસ. ધાન્ય તૃણમાત્ર તણી શી આશ;
વારી નહીં નદી કુવા આકાશ.
દુખ હરવું, સુખ કરવું એ છે તારે હસ્ત ઉપાય. કરી.
સુણું ચોપાસ આજ પોકાર;
પ્રબળ લુંટારાના પોબાર,
ડરે દુર્બળ મનની મોઝાર.
મથી ચુકી સરકાર શાણી પણ હવે પુર્ણ ગભરાય. કરી.
ગયા રણછોડલાલ ઉદાર, કીધા અગણીત જેણે ઉપકાર;
પાણી પોચાડયું હાગેઠાર.
અદેખાઇશું ઉરમાં આણી બંધ કરી તે જવાય, કરી.

ઘટે નહીં આવું એ મહારાજ, જશે આમાં તો તારી લાજ;
    ખુટયું પાણી જ્યાં તારૂં રાજ.
હજુ સમય છે આવણુ કેરો જો સાજ ત્વરાથી સજાય. કરી.
હજુ છે રાજ નગરમાં પુન્ય, દયાને ધર્મ તણું છે મુળ;
    આવો કેમ ભાસે અમને શુન્ય.
કેમ ન લે તું દાદ હૃદયપર પ્રકાશ કર મહારાય. કરી.
કઠોરતા ઝાઝી જો કીધી, ગાળ જો દેશ તણી લીધી;
    ઉકળવા આંતરડી દીધી.
અપીલ કરીશું વૈકુંઠપતીને ત્યાં સેશનમાં ન્યાય. કરી.
કરે નહી કેમ કાંઇ વિચાર, જુએ નહીં જરી એ સાર અસાર;
    માની શું અપરીમીત ઉપકાર.
આટલી અર્જથી ફર્જ સમજી તુજ ફર્જ અદા કર રાય. કરી.
છોટમ ઝાઝુ કેટલું કેશે, સહન તું ક્યાં સુધી કરી રેશે;
    ટપક લઇ મેણું ટાળી દેશે.
જય જય જય જય મેઘરાજ, વરસાવ પાણી ચોધાર. કરી.

## પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે એ રાહ.

કરી અમી દ્રષ્ટી વૈકુંઠપતી આજ્ઞા કરોરે.
રીસાણો છે હમશું મેઘરાજ મહારાજ;
મનાવી સમજાવીને મોકલવા અંતર ધરોરે. મનાવી.
સુર્ય પીતાએ શરમાવી છે ઝબકતી વીજળીરે;
તારા ગણનું સૈન્ય લઇ ચંદ્ર ફરે આકાશ. મનાવી.
ઇંદ્ર દેવ શા રોષથી, અટકાવ્યો છે મેઘ;
પુજ્ય પીતા તું જગતનો, સ્પષ્ટ કરો તમ ભેદ.
શા પાપ અમાપે તીવ્ર નજર કરી સોંપરેરે,

વૃષ્ટી વીનાની સૃષ્ટી જળ વિણુ મીન સમાન. મનાવી.
નીરંતર રજની વિશે, આશા આપે હમેશ;
પણ ભરાય ક્યાં ધડીકમાં, ધરીને જુજવા વેશ.
બ્રહ્મા ઉત્પન્ન કરી સૃષ્ટી કુષ્ટીને કારણેરે;
જો ને પોકારે છે અનાથ તારાં બાળ. મનાવી.
શંકર વિશ્વંભર વિભો, તજો તમારૂં ધ્યાન;
ભકત જનો પીડાય છે, સુણો તેમનું ધ્યાન.
દીયો કાંઇક શીખામણુ કહ્યું હૃદયના મેહનેરે;
માનેતો મોકલજો રાજનગર મોઝાર. મનાવી.
કળીયુગ તણી નહીં મૈત્રી હજુ કળી કાળમાંરે;
જ્યાં સુધી ધર્મ દોસ્ત છે સર્વ તણો જીવજાન. મનાવી.
દયા ધર્મકો મુળહે, પાપ મુલ અભીમાન;
સત સંગત નવ છાંડીએ, જબ લગઘટમે પ્રાન.
જ્યાં સુધી દુહો છોટમ કહે, સર્વ હૃદયમહીંરે;
ત્યાં સુધી કરે તું વૃથા તારૂ રમખાણુ. મનાવી.

## રાખે કાચા કાન, થશો બહુ હેરાન. એ રાહ.

અરે મેઘરાય, આતે શું કેવાય; કરોને કૃપાય, તોતો ઠીક તોતો ઠીક.
આવો ધર્યો ટેક, ઘટે નહીં છેક; રાખો કંઇ વિવેક, તોતો ઠીક. (૨)
ધરો સૌ ધ્યાન, જનો મેઘ ગાન; કરો પુન્ય દાન, તોતો ઠીક. (૨)
અરે ઇંદ્ર દેવ, નમુ નીત્ય મેવ; મોકલ જલ્દી મેહ, તોતો ઠીક. (૨)
શાણી સરકાર, ઉપાયો હજાર; યોજેછે અપાર, તોતો ઠીક. (૨)
કલેકટર બહાદુર, વીચારીને ઉર; બક્ષે ભરપુર, તોતો ઠીક. (૨)
વૃક્ષો કાપવા, રંકોને રજા; ફરકાવી ધ્વજા. તોતો ઠીક. (૨)
પ્રાણીઓ પીડાય, વીના ઘાસ હાય; વરસાદ જો થાય. તોતો ઠીક. (૨)

નથશેઠ હાલ, જુએ છે દુકાલ; ધરે ધર્મ હલ. તોતો ઠીક. (૨)
છોટમ કહે સાર, એ મેઘ ચોધાર; વરસાવે એકવાર. તોતો ઠીક. (૨)

**અબ ચલે ન મોહન તેરા, લે ચલુ ગુરૂ મે મેરા.**

કરકૃપા મેઘ મહારાજ, કેમ લેવા બેઠો લાજ;
જુઓ દશા રાજનગરની, થઇ કેવી મેઘ વગરની.
આ શ્રાવણ-માસજ ચાલ્યો, નવ રેતો કોઇનો ખાળ્યો;
આ વખતે ન નજરે ભાળ્યો, ગયો તું કયાંય—આવને હયાંય—
શાંતી કંઇ થા—સફળ કર કાજ, કેમ લેવા બેઠો લાજ. કરકૃપા.
તુજ રંક પ્રજા પીડાય, વીણુ ધાન્ય કેમ જીવાય;
ભૂખે પશુ પક્ષી મરી જાય—કરી કૃપાય—આવી કર સાહ—
સીદ્ધ સૌ થાય—મનોરથ રાજ, કેમ લેવા બેઠો લાજ. કરકૃપા.
ઘટે નહીં ઇંદ્ર તુને આવું, તુજ અનાથ બાળ રીબાવું;
આમાં શું સારૂં થાવું, અગાધ—અમાપ—અમારાં પાપ—
કરોને માફ—સુણીને દાદ—કેમ લેવા બેઠો લાજ. કરકૃપા.
બ્રહ્મપુરીમાં બ્રહ્મા બેઠા શંકર કૈલાસે પેઠા, વિશ્નુ વૈકુંઠે છેટા;
સુણે કોણ વાત—અરે વરસાદ—કરીને યાદ—મોકલો આજ—
કેમ લેવા બેઠો લાજ. કરી કૃપા.
અરે જાગી દેવ સૌ ઉઠો, છોટમ વિનવતો ઉભો;
ત્વરા થકી મેઘને છુટો;
મુકો આવાર—વરસે ચોધાર—જય જયકાર—થાય મહારાજ—
કેમ લેવા બેઠો લાજ. કરી કૃપા.

**શું નટવર વસંત થઈ થઇ નાચી રહયો. એ રાહ.**

શું ઇંદ્ર દેવ દેવ પોઢીએ ઉંઘી ગયા,
ઉંઘી ગયા વરૂણને સાથ લઇ ગયા. શું.

નીંદ્રા દેવી દેવને, મુક્ત કરો ઘડી રે
પ્રપંચ તંત્ર છે તાહરો, સુણવા દે પોકાર. શું.
મેઘ વૃષ્ટી વીનાના, રંકો પીડાય અતી,
અનાજ ધાન્ય પાન્ય સર્વ મોંઘા થઇ ગયાં;
મોંઘા થઇ ગયાં, ગરીબો ટળવળે રહ્યાં. શું.
સર્ત થઇ શું સુર્ય શું, હાર જીતની હોડ;
પાડે પાડા લડી મરે, ત્યાં ઝાડાંનો ખોડ.
ચંદ્રસેના લઇને નીત્ય નીત્ય વાદળને ઘેરે છે;
તારી ગગડાટ કરતી ફોજ, વાયુ દેવ વેરે છે.
ચંદ્ર સુર્ય સામે પડયા, કે વાયુનો વેગ;
કોણ નડે તુને માર્ગમાં, કહે શોછે ત્યાં ભેદ.
નડતા દેવોને અમે લડતા પગે પડીયું;
રીઝવશું પ્રાર્થના કરી રહ્યા રહ્યા!—શું.
તારા ગણ તુજ મશ્કરી; કરતાં વારવાર;
એક એકને કાનમાં, મેઘની થઈ છે હાર.
છોટમ કહે—લોક—થોક—શોકમાં સુણીને સારા;
ગોવરધનધારીને પોકારી રહ્યા—શું.

**બંધ કીલ્લો બાપુ છે શું કામ.—એ રાહ.**

મેઘરાજ થયો ક્રૂર આમ, તુને છાજે ન આવું રે
લોક દુનીયાનું દીલગીર તમામ.
શારે અધર્મથી જરી ન સુગતો, જોતો ન ધર્મનાં કામ, તુને.
શ્રાવણની જળ ભરી વાદળીઓ, ખાલી કરે કોણ ઠામ. તુને.
અષાડ માંહી જરી ન વરસ્યો, કેહે ચોમાસુ કોનું નામ. તુને.
સ્તુતી પ્રાર્થના કરતા ભમે છે, સજ્જન વિદ્વાન આઠ જામ. તુને.

ધર્મ ધર્મ ચોપાસે પ્રસરીઓ છે, પણ કયાં છે મેઘ તારૂં ધામ. તુને.
સંસારી ધ બારી અશ્રુપાતો કરે, ઘડી પળે ન વિરામ. તુને.
પશુ પક્ષીઓ ધન ધાન્ય વિના, ફરે રઝળતાં તમામ. તુને.
પૃથ્વીના જન સૌ મોટે પોકારે અરે ઓ રામ રામ રામ.
છોટમ ઉરથી સર્વ દેવોને, કરેછે પ્રેમે પ્રણામ. તુને,

**વડ સાવીત્રી વૃત આજ પુરણ કરીએરે એ રાહ.**

નમી નમીને મેઘ મહારાજ, તમોને વિનવીયેરે;
ભાવ ધરી તુને ભગવંત, દીન રાત ભજીયેરે.
ભીક્ષાવૃતી અને ઉપવાસ, પરમાર્થ સજીયેરે.
રૂડા કરી શ્રાવણ સોમવાર, દુરાચાર તજીયેરે,
ધર્મથી વૃષ્ટિ થઇ સૃષ્ટી સુખ મયે,
બનશે જરૂર પુર આવીરે, શુર સંગાથે મેઘ.
જરૂર આવશે, લાવશે વીજ, ચટક લટકરે,
વાદળ વીખેરી સુર્ય અસ્ત તો થશે.
આવો આવો મહી માત દીપાવો, ઘોરઅંધારૂં ગગનમાં છાઓ.
લગન મગનથી ડોલાઓ. સારો અવસર લાઓ.
ચુર કરો રંકજનની પીડાઓ, દુર કરો અધર્મ ક્રીડાઓ,
સુણી ગરીબની બીનાઓ, છોટમ પર મેહેર લાઓ.

**યૌવન ખીલ્યું આવ્યા છી રસ પાન કરો એ રાહ.**

કૃપાળુ મેઘરાજ વિનંતી મારી સ્વીકારો પ્રજા પોકાર
સુણી આપ જલ્દીથી પધારો.
દયાની દ્રષ્ટ કરો, અરજ આ ઉર ધરો, થશે ઉપકાર ખરો.
પલકમાં પગલાં કરો હા હા હા હા કૃપાળુ મેઘરાજ.
આવી મહારાજ રાજ લાજ પ્રજાની વધારો,

દુકાળે માંડયો દાવો, પાકો ધર્મ રૂપ પુરાવો.
દયા સાક્ષી મુકાવો, દાવો એનો રદ કરાવો. હા હા હા હા. કૃપાળુ.
કાળ કળીયુગ સામે હઠો લહીલાણ કરે.
અતી દીલ ગર્વ ધરે, જીત્યો જીત્યો મુખ ઉચરે.
બેરીસ્ટર સતયુગ લડે, વકીલ દાન્ય પુન્ય વડે. હાહાહાહા. કૃપાળુ.
કામ ક્રોધ મદ લોભ વકીલ દુકાળ તણા;
દુર વિકાર દુરાચાર છે સાક્ષીઓ ઘણા
પુરેપુરા સાક્ષી લીધા, અભીમાન બેરીસ્ટર દીધા.
બચાવના સાક્ષી દીધા, કળીયુગે જવાબ દીધા. હાહાહાહા. કૃપાળુ.
ન્યાયાસનથી ઉઠી ઇંદ્ર દેવ ચેમ્બરમાં ગયા.
મુદત તો લાંબી પડી, જુબાનીઓ બાકી રહી.
છોટમ કહે આફત વડી, જીતું છું કેસ લડી. હાહાહાહા. કૃપાળુ.

**ડરમાં તું દીલ સાથ છોકરાં ડરમાં તું દીલ સાથ. એ રાહ.**

આજ્ઞા કર મહારાજ મેઘને આજ્ઞા કર મહારાજ,
નવ ઘટે તુને આ કાજ, મેઘને આજ્ઞા કર મહારાજ.
લખી લખી થાકુ કાગજ વાંકુ,
ધર્મ તણા કાર્ય અતીશય થાયે, ધર્મ રાજ તો એ મન ન મનાએ.
કો કેમ કરી હવે પાર પમાયે, ન્યાય રાજમાં આ શું અન્યાયે.
હવે તારી તીવ્ર વેગ વાળી વીજળી સત્વર મોકલ.
લઇ રંક પ્રજાની દાજ. મેઘને આજ્ઞા.
ચંદ્ર પ્રકાશે કયાં તુજ આશે.
બહુ થયું મેઘરાજ હવે માનો, આટલો ક્રોધ ધરે છે તું શાનો;
હઠ મુકી કંઇ થા હવે દાનો, કયાં સુધી હમથી દુર રેવાનો.

કૃપા કર ભાઇ હવે તો મુઝાઇ ગયા.
- વગર તુજ સર્વ થશે તારાજ. મેઘને.
કહીને બહુએ, થાકયાં સહુએ.
તારે માટે ભીક્ષાવૃતી સ્વીકારી, નીકળ્યા માગવા મોટા સંસારી;
આંખ ઉઘડી તોયે નવ તારો, શું આ વાત ગણે દીલ સારી.
નમતા તે આવળને વધતા તે બાવળ મહારાજ;
કહે છોટમ લળીને આજ, મેઘને આજ્ઞા કર મહારાજ.

**આજ કૌતલરાયના કુંવરીને શણગારો સજની એ રાહ.**

આવો આવો મેઘજી લટકાળા, જાવા દયો રીસ આ ઘડીએ;
તમે રૂસણા છોડોને મટકાળા. જાવા દયો રીસ આ ઘડીએ.
આવો આવો ત્વરાથી આવો,
ઘટે નહીં આવું જાઓ.
કલેકટરને શોભાવો;
આવું કરતાં શરમાઓ.
તમે તો સમજુ છો એટલે કંઇ વધારે સમજાવા પડે તેમ નથી
હવે માની જાઓજી મેઘ વ્હાલા, જાવા દયો રીસ આ ઘડીએ.
પ્રજાના સુણો પોકારો પશુ પક્ષી ન માગે.
આતે શું ધર્મનો ધારો; કે આ શું કાયદો તારો.
ધર્મ બદલે તુજ અધર્મ આદરે સર્વને દુખી કરવા એ શું ધર્મ
કહે છોટમ મુકી દયો ચાળા ઠાલા, જાવા દયો રીસ આ ઘડીએ.

**ગયા છોરે પતી તેજ પ્યારી તનના ઉર હશી વરી આજે એ રાહ.**

ગયા કયાંરે, મેઘ વ્હાલા, દોલા, કાલાવાલા કેમ સુણતાં ન જરીએ;
કેમ સુણતાં ન જરીએ, હાં કેમ સુણતાં ન જરીએ. ગયા.

એમ વળીને વાડાં બેસતાં, નહી છુટકો તુજ થાય;
ક્યાં જાશો જ્યાં ભરાશો, ત્યાં ઝલશો, સપડાશો.
ઘણા દીવસથી લોક થોક બંધ તુજ પુઠે ફરીએ. ગયા ક્યાં.
મળીને મળીને સ્તવન કર્યેગાં, માન અતીશય ખાય;
ઘટે આવું, શરમાવું, નહીં સારૂં, કહે વારૂં.
અધર્મી કેતાં હમે તુજને કેમ ઓદંક ધરિએ. ગયા ક્યાં.
નજર ઉઘડતાં રાજનગરનું પુન્ય ગર્વ પેખાય;
કંઇ ભાળો ને નીહાળો, કાળ કાળો, ભરે ફાળો.
એ કાળ ફ્રાળને બાળ કહી હમે તુજ સ્તવન કરીએ, ગયા ક્યાં.
વૃક્ષ કાપવા રૂડા કલેકટરે રંકને દીધી રજાય;
એ આભાર, દિલ વિચાર, આવાર કંઇ સાર.
એ મનુષ્ય જન્મથી તુ ક્રુર ઉલટો, સર્વ દીક્ષ કરીએ. ગયા ક્યાં.
માનવંત મ્યુનીસીપલીટી કરા પ્રેસીડન્ટ;
નય શેઠ મણીભાઇ પ્રેમભઇ ભડવીર ધર્મ ધુરન્ધ;
મુખે માગે, દુખ લાગે, સભાગ્યે વરસાવે.
છોટમ કહે ઠરશે, સરશે કાર્ય સહુ વીનવી વીનવી મરીયે.

દોહરો.

જન સૌ રાજ નગર તણા, કરો પુન્ય વેપાર;
ખોટ જશે નહીં તેહમાં, શાસ્ત્ર તણો એ સાર.
મેઘરાજ રીઝાવવા, કીધુ યથામતી ગાન;
દ્રોષ કોશ દ્રષ્ટી તળે, સુધારશો મેરબાન.
પીંગળ પાઠ નહીં કર્યો, નહી કવીનું જ્ઞાન;

અલ્પ વયે અભ્યાસથી, જોડયાં પદ પ્રમાણ.
પરમારથને કારણે, કાઢી મંડળી હાલ;
પશુ પક્ષીને પોશવાં, કરી ભીખારી કામ.
દ્રવ્ય નહી આપણ કને, કરવો ઉગ્ર ઉપકાર;
કહો કઇ પેરે બને, પુન્ય તણો વેપાર.
કરી પ્રાર્થના બે પથી, લેવું માગી અનાજ;
પરમાર્થમાં આપવું, કહો પુન્ય કે પાપ.
ટીકાઓ બહુ જન કરે, ઘોગી આંખમાં ધુળ;
તેથી ડરવું શું હીસે, રોપ ધર્મના મુળ.
જનો સૌ જંખી રહ્યા, મેહ મેહને મેહ;
ધર્મ થકી એ આવશે. એમાં નહી સંદેહ.
પરમાર્થીક મંડળી થઇ, સાંકડી શેરી માંય;
લાલાવસાની પોળમાં, વસે સર્વ સમુદાય.
વણીક પાંચા ગ્નાતીના. શેઠ ચુનીલાલ ઉદાર;
મંડળી ઉભી કરવા તણો, લઘો શ્રમ અપાર.
દધુભાઇ મુળચંદ ને નામે નગીનદાસ;
હીલાભાઇ વૈદ્યરાજને મનસુખ લઇ અવકાશ.
સોધું ઉચકવા તણો, વહન કર્યો છે ભાર;
પરમાર્થના પુન્યનો બાલભાઇ ઉપકાર.
ઝુમખીની ખડકી વિશે ધર્મી કર્મી ઉદાર;
હરીલાલ કર્તા અને બાદરલાલ વસનાર.
ચીમન, મોતીલાલને શેઠ ગો કુકુ બે ભાત;

આવે અતી ઉત્સાહથી, પરમારથને કાજ.
ધન્ય જનુની સર્વતા, જન્મ લીધા છે પ્રમાણ;
પરમારથને કારણે, અરપણ કરતા પ્રાણ.
હોટમ કહે ચક્કુ એટલું મેઘ કરે જો મેહેર;
પીડાતાં સો પ્રાણીને, થાયે લીલા લેહેર.




## જાહેર ખબર.

આ ચોપડી કર્તાને ત્યાંથી સાંકડીશેરીમાં ઝુપખીની ખડકીમાં ઘર નં. ૧ મળશે, અથવા છપાવી પ્રસીદ્ધ કરનાર જેઠાલાલ રણછોડલાલને ત્યાંથી મળશે. ઠે. સરસપુર વાસણશેરીમાં ઘર નં. ૨૫૯, અને દસ ચોપડીઓ ખરીદનારને એક ચોપડી ભેટ મળશે. અને નોટપેડ કાગળ લેવામાં આવશે નહીં. પરદેશના ગ્રાહકને પોસ્ટેજ જુદુ.

લી૦ કર્તા.

C. D. Mehetaji.